"વારૂ, આજની આપણી વાતચીતથી પણ મને તે બાબતપર વધારે પ્રકાશ પડેલો જણાય છે. આજે હું જમીને જલદી આવીશ અને તમે પણ તૈયાર થઇ રહેશો ગાડીવાળાને મેં સવારથી કહ્યું હતું એટલે તે હાજર હશે, અને આપણે ફરતાં ફરતાં તે વિષે વધારે વાત કરવાનું બની આવશે. વારૂ અત્યારે તો જય જય."

"જય—જય. જરા વહેલા આવશો તો આપણે કોઈ પુસ્તક લઇ લઇ શું."

આ વાતચિતથી આજે મને કંઇક પ્રસન્નતા જણાય. મરણ પછી માણસ નાશ નથી પામતું એ સાંભળવામાં આવે છે પણ જો આ રીતે નજરે જોઈ શકાતું હોય તો શોકનાં કેટલાં કારણો નાબુદ થઇ જાય? મરણનું ભય પછી ક્યાં રહે? આર્ય આચારો મને થોડા સમયપર હસવા જેવા જણાતા હતા પણ આ મિત્રના કહેવાપરથી કેટલા બધા ઉત્તમ છે એમ સમજાય છે અમે બન્ને સાંજે ફરવા ગયા ત્યારે તેઓએ ઘણી ઘણી મહાન બાબતો મને સમજાવી કે જેના વિચારમાં મારી રાત્રિ ઉત્તમ સ્વમસહ વ્યતિત થઇ. અમે રાત્રે જે વાતચિત કરી તે પ્રસંગ પરત્વે જણાવવાપર રાખી અત્રે વિરમાય છે.

એક નુતન થીઓસોફીસ્ટ.

---

# ॥ श्रद्धा अने धर्म ॥

શ્રદ્ધાને, જીવનને એક સમગ્ર સ્વરૂપમાં સંગ્રહી લે એવા, તેના સર્વ બનાવોને કેન્દ્રિત કરી શકે એવા, તેની પ્રવૃત્તિના વિવિધ માર્ગોને આદેશે એવા અથવા માત્ર એક પ્રવૃત્તિના પક્ષમાં અન્ય સર્વ પ્રવૃત્તિઓને દબાવી દે એવા એક ઉદ્દેશની આવશ્યકતા છે. એ ઉદ્દેશ પાર પાડી શકાશે, એવી તીવ્ર, અડગ ખાત્રીની જરૂરછેઃ એકાદ કાર્યમાં ગંભિર માન્યતા અને તેને પાર ઉતારવાની પ્રતિજ્ઞાની આવશ્યકતા છે. તેની સંપૂર્ણતા પ્રતિના શ્રદ્ધાળુ પુરૂષના માર્ગ ઉપર તપાસ રાખતી એક શ્રેષ્ઠ સત્તાના ભાનના, સ્વીકારની જરૂર છે. શ્રદ્ધા માટે આટલાં વાનાં વિના ચાલે એમ નથી. જ્યાં જ્યાં આમાંના એકની પણ ખામી હોય છે ત્યાં શ્રદ્ધાને બદલે મત, પંથ, સંપ્રદાય, સમાજો, દર્શનો, રાજકીય પક્ષો આપણા જોવામાં આવે છે. મહાન ધાર્મિકભાવના માટે પ્રતિક્ષણે કોઇ પ્રકારનું સતત આત્માર્પણ કરવામાં આવતું નથી.

અરે! તમે ફરિયાદ કરો છો, કે શ્રદ્ધા મરણ શરણ થઈ છે અથવા મરવા પડીછે. માનુષિઓના જીવો અહંકારની જ્વાલાઓ વડે કરમાઈ ગયા છે; તથાપિ તમે સર્વ પ્રકારની શ્રદ્ધાને, માન્યતાને ધિક્કારી કાઢો છો તથા તમારા લેખોમાં ઘોષણા કરી મૂકો છો, કે ધર્મ મરણ શરણ પડયો છે; તેના દિનો ખલાસ થયા છે તથા લોકો માટે કોઈ પ્રકારનું ધાર્મિક ભાવિ સંભવિ શકતું નથી.

"કેવળ ધર્મના રંગે રંગાયલા સાહિત્યનો સમય વીત્યો છે. એક સમય એવો હતો કે જ્યારે સર્વ ઉપદેશ સર્વજ્ઞાન આપવાનું દ્વાર ધર્મ હતો. પ્રતીતિ શ્રદ્ધાને પ્રીતિ ઉપજાવનારે માર્ગે દેવ કથા હતી, રૂચિ અને આદર પ્રગટાવવાનો પ્રકાર અદ્ભુત કથન હતું." વર્તમાનમાં ધર્મ રંગે રંગાયલા સાહિત્યનો સમય વીત્યો છે એમ કહેવાનો આશય આવાં વાક્યોમાં સ્પષ્ટ થાય છે.

ધાર્મિકભાવના તો માનવ જાતના શ્વાસપ્રશ્વાસ સમાન છે; તેના, જીવન, આત્મા, હૃદય અને આવિર્ભાવ સમાન છે. પોતાની ઉત્પત્તિના જ્ઞાનમાં તથા ભાવિના અનર્થભાનમાંજ માત્ર માનવજાતનું અસ્તિત્વછે: આ ઉભયના મધ્યમાંના નજીકના એકાદ દૃષ્ટિ બિંદુ ઉપર પોતાની શક્તિઓને એકત્રિત કરવા વડેજ તે પ્રદર્શિત થઈ શકે છે. ધાર્મિક ભાવનાનું ખાસ કરીને આવું કર્તવ્ય છે. આ ભાવનામાં આપણુ સર્વના એક સામાન્ય ઉત્પત્તિ સ્થાનની શ્રદ્ધાનો સમાવેશ થાય છે; આથી એક સિદ્ધાન્તરૂપે આપણા સમક્ષ એક સામાન્ય ભાવિ ખડું થાય છે; આથી સર્વે કાર્યપરાયણ શક્તિઓ એક કેન્દ્રમાં એકત્રિત થાય છે, જેમાંથી ભાવિની દિશામાં તેઓ સતત વિકાસ અને વૃદ્ધિ પામ્યાં જાયછે, તથા માનવ મનની સુખશક્તિઓ પણુ તે પ્રત્યે દોરાય છે.

વ્યક્તના સંબંધમાં વિચારતાં, તેના અને જે ઝમાના સાથે તેનો સંબંધ છે, એ ઉભય વચ્ચે અસ્તિત્વ ધરાવતા સંબંધના ચિહ્નરૂપે ધાર્મિક ભાવના છે. તેના જીવનના કાર્ય અને નિયમના પ્રદર્શનરૂપ છે. આ ભાવનાથી વ્યક્તિ ઉચ્ચ દશાને પામે છે તથા શુદ્ધ બને છે તથા પ્રવૃત્તિના કેન્દ્રને આંતર પ્રદેશમાંથી બાહ્ય પ્રદેશમાં ફેરવવા વડે તેનામાં વસેલા અહંકારનો વિનાશ સધાય છે. તેનાથી માનવ માટે, સ્વાત્માર્પણુના ઉત્પાદકરૂપ કર્તવ્યવાદ ઉપસ્થિત થાય છે. આથી શ્રેષ્ઠ અને પવિત્ર બાબતો આચરવામાં ભૂત કાલમાં તેને આંતર્ પ્રેરણા મળી છે, તથા ભાવિમાં પણુ તેજ તેનો નિયામક બનશે. આ શ્રેષ્ઠભાવનાજ, માનવને પરમાત્માના નિકટમાં લાવેછે, માનવ પ્રાણીમાં શક્તિ મત્તાના સ્ફુલિંગનો ઉદય કરે છે, દરેક વિઘ્નમાંથી તરી પાર ઉતારે છે, તથા ધર્મવીરના વધસ્તંભને વિજયની નિઃશ્રેણિમાં પલટાવી નાખે છે.

વ્યક્તિની શ્રદ્ધારૂપ હક છે. સામાન્ય એકત્રિત શ્રદ્ધારૂપ કર્તવ્ય છે. હકથી માત્ર વિરોધ ખડો થાય છે; તે વિનાશ સાધી શકે છે, તેનાથી સ્થાપના થઇ શકતી નથી. કર્તવ્યથી બંધારણુ બંધાય છે, એકત્રિત થવાય છે, અભેદ સધાય છે. કર્તવ્યની ઉત્પત્તિ એક સામાન્ય નિયમમાંથી થાય છે; માત્ર માનવ ઇચ્છામાંથી જ હકનો જન્મછે. હકની સામે લડત ચલાવવામાં કોઇ પ્રકારનું બંધન નથી. કોઇ પણ મનુષ્ય પોતાને નુકશાનકારક અન્યના કોઇ પણ હક સામે તકરાર ચલાવી શકે. આવા ઉભય વિરોધિઓનો મધ્યસ્થ-ન્યાયાધિશ સામર્થ્ય છે. હકની ભાવનાના બંધારણુ ઉપર બંધાયલા સમાજોએ પોતાના વિરોધિઓને વારંવાર આવોજ ઉત્તર વાળ્યો છે.

કર્તવ્ય ભાવનાના આધારે બંધાયલાં મંડળોને સત્તાનો આશ્રય શોધવાની ફરજ પડતી નથી. કર્તવ્યને, ધર્મને એકવાર નિયમરૂપે સ્વીકાર્યા પછી, તકરારનો, વિરોધનો સંભવજ તેમાંથી દૂર પળે છે.

મહાન્ ભાવનાઓ મહાન્ પ્રજાઓને જન્મ આપે છે. એક જીવંત ભાવનાના જ્વલંત સારરૂપ તમારા જીવનને બનવાવો. લોકોની ક્ષિતિજને વિશાલ બનાવો. જડવાદના ભારમાં કચરાઇ ગયલાં તેમનાં હૃદયનો ઉદ્ધાર કરો. તેમના સમક્ષ એકાદ મહાન્ ભાવના ખડી કરો. તેમનામાં ધર્મ ભાવનાને પુનઃજાગ્રત કરો. સમસ્ત દુનિયામાં ખળભળાટ ઉપજાવતો વર્તમાનકાલનો પ્રશ્ન, ધાર્મિક પ્રશ્ન છે. ધાર્મિક સિદ્ધાંતોના પ્રથક્કરણુ અને અંધાધુંધીમાં લોકોના હૃદયમાંથી શ્રદ્ધાનો અંશ બુઝાઇ ગયો છે. એકીકરણુ અને ધાર્મિક સિદ્ધાંતોની એકતાવડે તે પુનઃપ્રજ્વલિત બનશે.

# સુદર્શન.

( પુસ્તક—૨૨—ઇ. સ.—૧૯૦૬–૦૭. )

सत्यंपरंधीमहि ।

भागवतम् ।


તન્ત્રી.

પ્રૉ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.

એમ. એ. એલ્. એલ્. બી.

ઉપતન્ત્રી:

માધવલાલ નંભુભાઇ દ્વિવેદી.

# સુદર્શન.

## ( પુસ્તક–૨૨. )

### ॥ अनुक्रमणिका ॥

---

